# ANJIT BULLETIN

26·10·35



OHAR in "Kimti Ansu"

ગોહર "કીંમતી આંસુ"માં




"Stick them up Says" **E. BILLY,** "well who cares"; **GHORY'S** nature does not permit him to be serious, here they are in **"RAJ RAMNI"**

"રાજ રમણી"માં
ઈ. બીલીમોરીયા,
અને ઘોરી
જયંત દેસાઈ પ્રોડક્શન

SHREE
RANJIT BULLETIN

વાર્ષીક લવાજમ રૂ. ૨. પરદેશ શી. ૬

પુસ્તક ૨ જું   તા. ૨૬-૧૦-૩૫   અંક ૩ જો

# આવ્યું અને ગયું

"આવ્યું અને ગયું" એ વાક્ય સાથે આપણે જુના વરસને જવા દઇએ છીએ અને નવા વરસના અજવાળામાં ઉભા રહેવાની તૈયારીઓ કરીએ છીએ. વરસ પોતાની નવી પાંખો ઉઘાડે એ અવસર આપણામાં પણ ભાવિ માટેના મનોરથો પ્રગટાવે છે. "ગયું" એના કરતાં "આવવાનું" છે એ સ્વપ્ન પર સૃષ્ટિ જીવે છે. ભુતકાળના કડવા કટોરા ભુલાઇ જવાય છે, ભુતકાળનાં "અમૃત" પણ વાશી થઇ જાય છે. એટલેજ નૂતન ધબકારા, પછી ભલે એ આકરા પડી જાય તેવા હોય, તેના તરફ સહુ કોઇની નજર નમે છે. પગલે પગલે જીવન ચેપાઇ જાય તેવા ચોતરફથી વાયરા ફૂંકાય છે, અને એમાંથીજ જીવન પોતાનો માર્ગ શોધવાની તાકાત બતાવે છે, તે તાકાતમાંથી જીવન વિગ્રહ, જન્મ લે છે, અને એજ માનવના માથાની સૌથી મોહક કલગી છે.

દેશી ફીલ્મ ઉદ્યોગ અનેક આફતોને ખભો આપી પોતાનો માર્ગ કાઢે જાય છે. સીનેમા ઉદ્યોગે રાષ્ટ્રનું ધ્યાન ખેંચ્યું છે, દેશને દ્રષ્ટિબિંદુ આપવા પ્રયાસ કર્યો છે. એને સફળતા અપાવવામાં જાહેર પ્રજાએ પણ મૂખ્ય ભાગ ભજવવો જોઇએ, તોજ હિંદનો એ મહાન ઉદ્યોગ બની શકે.

.હનાં
રહેલ

અમને ઘણી ઉમેદો છે. પ્રજાજીવનનાં પુર અમારી કૃત્તિઓમાં વાળવાની અમને હોંશ છે. ઘર ઘરનો પડઘો લઇ અમારે એને અમારી કૃત્તિઓમાં જડવો છે, એ દ્રષ્ટિ અમારી કાયમ હો એજ અમારી અભિલાષા છે. નૂતન વર્ષના અભિનંદન સાથે અમે ૧૯૯૨ ના પ્રભાતને વંદીએ છીએ.




# સ્ટુડીઓ સમાચાર

## "નૂરેવતન" ગાજે છે.

"નૂરેવતને" વેસ્ટ એન્ડ પર સફળતાનું તોરણ બાંધી દીધું છે. પ્રજાના અવાજપર એ ચોથા અઠવાડીઆમાં પગલાં પાડી રહ્યું છે, અને દિપોત્સવીના તહેવારોને પણ આ પીકચરે રીઝર્વ રાખી લીધા છે. દીલ્હીના મિનારેથી ખબર મળે છે કે "નૂરેવતને" દીલ્હીને પણ સર કર્યું છે. આ ફીલ્મની વસ્તુમાં હળવી હવા ઉપરાંત રાજ્યની વફાદારી અને વતનના પ્રેમ અંગેના જે રંગો ઘોળવામાં આવ્યા છે અને પ્રસંગોને પણ જે જાતનો વેગ આપવામાં આવ્યો છે ઉપરાંત એ રંગો છલકાવનાર મધુરી અને ઇ. બીલીમોરીયા જેવા કુશળ સ્ટારો હોઇ પીકચર લોકપ્રીય થઇ પડયું છે એમ સહુ કોઇ જાહેર કરે છે.

## આંસુની ઇમારત

ત્યારે શ્રી. ચંદુલાલ શાહે "કીંમતી આંસુ"ની ઇમારત લગભગ ચણી લીધી છે. "નૂરેવતન" પછી વેસ્ટ એન્ડ પર "કીમતી આંસુ" ઝગમગશે. મીસ ગોહર અણોલ આંસુની છાબ લઇ રૂપેરી પરદાને પીગળાવશે. ઘરની દિવાલની અંદર દટાઇ જતા "કોમળ કંઠોને" એ અવાજ આપશે. ઘર ઘરની વાતોને એ પોતાની ઝબાન પર લેશે.

## નવીવાડી

ત્યારે "સીપાહીની સજની"નું કામકાજ પણ ચાલી રહ્યું છે. શ્રી ચંદુલાલ શાહનાં કલ્પનાકુસુમો કાગળ પર ઉગતાં જાય છે. એ કુસુમોમાંથી "સીપાહીની સજની" મલકી રહેલ છે, અને સમજાવી રહેલ છે કે આંહી વસ્તુની નવીજ વાડી મી. શાહ બનાવી રહ્યા છે.

મી. જયન્ત દેસાઇ "રાજરમણી"ને આગળ ધપાવી રહેલ છે. મધુરી અને બીલ્લીની જોડી ફરી એકવાર સેટમાં ઉભી રહી, નવી નોખી સીચ્યુએશનની પાંખ પર બેસે છે. આ પછી "રીટર્ન ઓફ તુફાન મેઇલ" મી. જયન્ત હાથમાં લેશે. પહેલાં એના આઉટડોર્સ જામનગરમાં લઇ લેવામાં આવશે.

## રસાલો ઉપડે છે.

રણજીતનો રસાલો દિવાળીની લાઇટો જોયા પછી આઉટડોર માટે જામનગર ઉપડી જશે. મી. રાજા સેન્ડો "ચાલાક ચોર" ને મોટું મેદાન આપી ઘોડેસ્વારી અને બીજી ધમાધમીનાં દબદબાંભર્યાં દશ્યો જામનગરની ભૂમિપર જ ખતમ કરશે. એ સિવાયનું "ચાલાક ચોર" અંગેનું કામ બાકી રહ્યું નથી.

મી૦ રાજા સેન્ડો માટે નવી સ્ટોરી પણ લખાવવી શરૂ થઇ ગઇ છે.

ત્યારે હોસ્પીટલમાંથી મી૦ દીક્ષીત સાજાસારા પાછા ફર્યાં છે; એમના વજનને કાંઇ વાંધો આવ્યો નથી એ વાત તેમને કહેવાની જરૂર રહેતી નથી. "કીંમતીઆંસુ"ના બાકી રહેલાં દ્રશ્યોમાં તે શામેલ થઇ ગયા છે.

## સંગીત સંભળાય છે.

અને રેડીઓ સ્ટાર્સમાં ખ્યાતિ મેળવેલ સરોજ બોડકરને કંપનીએ રોકી લીધેલ છે. સરોજ બોડકરનું સંગીત હવે પછીની રણજીત કૃત્તિઓમાં સંભળાશે.

## રણજીતનું વચન

નવા વર્ષની ઝાંઝરી સંભળાય છે તે અવસરે રણજીત વચન આપે છે કે પ્રજા હૃદયને પહોંચી વળે તેવી કૃતિઓ આ વર્ષે પણ બ્હાર આવશે. રણજીતે લોકોને કદી નિરાશ કર્યાં નથી. લોકોના કાને નવીન સંદેશાઓ આપી, એ હૃદયોને ઉજમાળી હિંદી ફીલ્મ ઉદ્યોગના પગ સાબુત કરવાની રણજીતની મુરાદો હંમેશાં હોય છે, અને હરવખત પ્રજાનો સહકાર મેળવવામાં રણજીત ભાગ્યશાળી બની છે. આ રહ્યાં એ નવાં પીકચરોઃ—

—કીંમતી આંસુ.

—ચાલાક ચોર.

—રાજ રમણી.

—સીપાહીની સજની.

—રીટર્ન ઓફ તુફાન મેઇલ.

—મેડ પ્રીન્સેસ.

—બીજલી.

---

# કલા આવે છે

લેખકઃ—"તરંગી"

"કલા આવે છે" એને માટે રસ્તો આપો. સામસામી હાર કરી એને માટેની કેડી ઉભી કરો–એને થીયેટર પર જવા દો–આવા પોકારો પાડી સીનેમા ઉદ્યોગ એ "કલાને" રસ્તો કરી આપે છે. બધાની નજર એ નામ પર પડે છે. હવામાં "કલા" "કલા" એજ શબ્દો થડકી રહે છે. ઘંટડીઓ વાગે છે, ધુપશળીઓ સળગે છે, આંખો મિચાય છે, ગૂઢ વાતાવરણ જામે છે. સ્વપ્ન દેખતા હોય તે રીતના તમામ ચ્હેરાઓ ચળકે છે. બધા ઉપર કાંઇક લટકી રહ્યું હોય તેમ વજન રાખીનેજ બધી હિલચાલ થાય છે. ઇંચે ઇંચમાં વ્યથા દેખાય છે. કશા કારણ વિનાની એ વ્યથા હોય એવું લાગે છે. અને આ સજાવટમાંથી સાદ પાડવામાં આવે છે કે આવો, કલા જોવી હોય તો–આંહીજ એ ભરી છે. એ નામ કોને મધુર ન લાગે? કલાની મિજલસ ભરાય છે પણ મિજલસ મ્હાણવા આવનારાઓને ખાસ કલા છતાંએ ખબર પડતી નથી કે કલા ક્યાં છુપાઇ ગઇ છે.

"શું તમને કલા નથી નજરે ચડતી? તમારાં આંખનાં પડળો આવાં તેજ વિનાનાં છે? જુઓ તમને હું સમજાવું," એમ કહીને એ વ્યકિત આખો નકશો ચિતરે છે અને કલાની જગ્યા સહુને બતાવે છે પણ આ ભાષણ સાંભળતાં સાંભળતાં મિજલસ નિદ્રાને ખોળે સુએ છે. પેલી વ્યકિતનું જુસ્સાદાર ભાષણ એના એકના કાન જ સાંભળે છે એનું એને ભાન થાય છે.

"અરે, કલાની આવી કદર!"–અને હિંદુસ્થાન પર સરસ્વતી ઉતારી એ કલાકાર અદ્રશ્ય થાય છે.

ત્યારપછી એક નવોજ અવાજ ઉઠે છે. કલા કોને કહેવાય? પ્રજાના મનનો થાક ઉતારે એને કે પ્રજાને બગાસાં બક્ષે એને? કલાના પગ તળે વસ્તુ, પાત્રો ચગદાઇ જતાં હોય તો એવી કલા ફીલ્મ ઉદ્યોગને કઇ રીતે કામની?

જગતની જે કલાઓ જીવવા પામી છે એ બધીએ લોકજીવનની નાડ સમાલી છે–એ સિવાયની કલા મરવા માટેજ જીવતી થાય છે.

# GOHAR

## Believes in Ghosts of Old Parts.



" All actors and actresses are bound to be deeply affected in private life by their screen characterisations". Gohar, whose performances are things of beauty, spoke without any hesitation. She believed in ghosts of old parts.

" I firmly believe that the characters we play do influence us to a degree that we do not always fully recognize ourselves. Everybody understands how greatly clothes affect their wearer. Put on a sport suit and you become active and hearty. Put on a modern evening saree and you become sophisticated and subtle. If such a superficial matter as the style of one's clothes can afect one so strongly, how much more will the star be influenced by the part? She not only has to assume it as a garment, but to identify herself with it in every detail and to recreate it emotionally and intellectually.

The characters we play do affect us for the period that we live with them. In the breath of night, Vina of Desh Dasi comes to me and I feel like living that role again. Lilawati knocks the doors of my heart and I always say " come in ". And now I feel deeply influenced by two different roles, I play in " Kimti Ansu ", and " Soldier's Sweetheart " now I am thinking in terms of these characters.

It is strange—the feeling one has for these charactors one has lived with, known and put away. One takes leave of them regretfully, buries them quietly and thinks of them as one thinks of lost friends—tenderly, regretfully and with gratitude for any good influence which may still last on. But you can never as I say resurrect the identical personality, you will find if they are revived that they have grown up or shrivelled, certainly altered, acquired fresh characteristics. They have not lain so dead as one supposed, they are changed, as everythiug changes through some unquenchable inner spark of individual life.

New Year Greetings
to our PATRONS !



A Happy NEW YEAR
to one and all of our
PICTURE FRIENDS—






# "Noor-e-Watan"

## Thunders Along :-

"Noor-e-Watan" at the West End is a real tornado. It is now stepping into its fourth week with the voice of the thundering public. It will paint the whole town gay during Dipali Holidays. The Message of this film is mighty. The Hindu New Year 1992 will be too willing to grasp this message of the uplift of the country and enlarge it amongst the audience. Madhuri and E. Billimoria send their greetings on the occasion of Dipali Holidays. (You can send them sweets–not too sweet–C/o. the Editor–and please note that the Editor reserves the right to open the parcel).

# "Kimti-Ansu"

## On Its Way.

Mr. Chandulal Shah has nearly completed "Kimti Ansu", which will flood the West End screen after "Noor-e-Watan". Gohar enhances the value of tears coming out from the innocent eyes of kids. "Kimti Ansu" draws a new card in the province of themes and stories. The heartbeats of "Soldier's Sweetheart" are being recorded on the mike.

—Thank Heavens ! Dixit is out from the hospital. He is now in the sets of "Kimti Ansu" and "Raj Ramni".




"KIMTI-ANSU'S" family.

# Jayant Desai

## On the Alert.

Mr. Jayant Desai is busy with "Raj Ramni", Madhuri playing the heroine, and E. Billimoria, the hero. Simultaneously he is planning the raids of "Toofan Mail", called on special service to send the crowds in cheers and to make them "Ranjit-conscious".

# Music Hath Charms

Ranjit has secured the sweet voice of Saroj Bodekar of Radio Star fame. She will be starred in coming Ranjit productions.



After exchanging the greetings of Divali, the production unit will move to Jamnagar for outdoors. Big plans are being made to cope with the rush of work there.

# "Black Bandit"

"Black Bandit" will ride on the feet of wind and will zoom the atmosphere when he will be supplied with a big plateau at Jamnagar. Raja Sandow is on a diet to keep himself fit for the Location work.



# Ranjit on the List

When Ranjit decides anything, prosperity is round the corner—and Ranjit assures the public and the exhibitors to look forward to their coming array of pictures, to fill their hearts with glee—so put Ranjit Banner at the top of your list and there flows money and men. Here are the coming pictures :—

## Kimti Ansu
## Black Bandit
## Raj Ramni
## Soldier's Sweetheart
## The Return of Toofan Mail
## Mad Princess & Tigress

#  RIB TICKLERS 

An actress called on her proprietor and said " I am so glad to see you again, allow me to introduce my husband.

" Ah " said the proprietor "always a pleasure to meet any husband of yours".

——o——

VISITOR :—Is this village lighted by Electricity ?
VILLAGER :—Only when there is a thunderstorm.

——o——

A Doctor was asked what he would do in case of a man blown up by Gun Powder ?.

" Wait until, he came down " was the cool reply.

——o——

' School Boy Howlers '

" When England was placed under an interdict act, the Pope stopped all births, deaths, and marriages for a year.

Abhraham had only one wife, the rest were all porcupines. "

' Joan of Arc was the wife of Noah '.

——o——

A correspondent writes, that he loves a poor girl, and a rich girl wants to marry him.

Our advice to the young man is :—Marry the one you love by all means, but send us the name and address of the other one.

——o——

DOCTOR ;—" You need a change, why not leave your trouble behind and go on board one of these Ocean Cruises.

PATIENT :—" That's no good. *She* can swim ".

——o——

VOICE (on Telephone)—Is my husband in the Club !

CLUB BOY :—" No Madam, He is not here ".

VOICE :—But, how do you know, I didn't tell you my name ?

CLUB BOY :—" Husbands are never here Madam, and specially those who are wanted on the phone ?



**રામ આપ્ટે** **"કીંમતી આંસુ"માં**

"ગાયના ગોવાળ, ગાયના ગોવાળ, મારી માને એટલું કહેજે કે પોપટ ભુખ્યો નથી, પોપટ તરસ્યો નથી પોપટ આંબાની ડાળે"—આવી બાલવાર્તાથી સંતોષ માની લે તેવો આ બાલક નથી. રામ તો પુખ્ત ઉમ્મરનાં નરનારીઓને દૃષ્ટિ આપે તેવો કાબેલ છે. "કીંમતી આંસુ" માં એના અભિનયને ખેલવાનું આબાદ મેદાન મળ્યું છે.




**ભાનુમતિ** **“કીંમતી આંસુ”માં**

જગતના વેરાનમાં ભટકતાં ભટકતાં એક સ્ત્રીને જલાશય દેખાયો. સળગતા રણમાં એને જલ મળ્યું. આકરા સંસારમાં એને વિસામો મળ્યો. એના હૃદય પર નિરાશાના થર બાઝી ગયા હતા એ ઓગળી ગયા આ બાલકના પ્રકાશ કીરણોથી. એ સ્ત્રી બારણે બારણે અશ્રુની ભીખ માગતી હતી. એની ઝોળીને તરબતર કરી દીધી આ નાનકડી પાંપણોએ—એમાંથી આંસુઓ ખર્યાં એમાંજ આંસની કીંમત અંકાણી.

# કિંમતી આંસુ ક્યાં મળે છે?

## રણજીતની નવી

## એ કૃતિને એ પુછો



નભના તારા તાલ બજાવતા હતા. કોઇએક બાગમાં એની આછી ઝરમર પડી રહી હતી. બે જણાના અવાજો સંભળાતા હતા. ફુલોની પાડોશમાં પ્રેમ કરનારાની સંખ્યા ક્યાં ખૂટે તેવી છે? પ્રેમી ચાલ્યો જતો હતો એનો બીનજવાબદારીનો સમય ખતમ થઇ ચૂક્યો હતો. એની સખીને છોડી એ દુનીઆ ખુંદવા જતો હતો. બન્ને નિશ્વાસ મૂકતાં હતાં. બન્નેની આંખ ભીની થઇ હતી. અને ત્યાં તેજ ક્ષણે આંસુઓએ જન્મ લીધો. મખમલ પર પછડાયાં. અને બીજે દિવસે એ ઉપડી ગયાં. કોઇએ એને સંભાર્યાં નહિ.

* + ×

ઘર આખું સુમસાન બની ગયું. પતિ બેઠો બેઠો રોતો હતો. એની વહુ મરી ગઇ હતી. એની કાયા હજી સ્મશાને પહોંચી નહોતી. કેટલાંયે આંસુઓએ વરની આંખમાં જન્મ લીધો...દીવસો પસાર થયા. પુરૂષની ગમગીની ઉડી. દીલ બહેલાવનાર એણે શોધી કાઢ્યું. એણે ફરી લગ્ન કર્યાં અને પહેલી પત્નિના મૃત્યુ સમયનાં આંસુઓ સૂકાઇ ગયાં. એનો કોઇએ ભાવ પૂછ્યો નહિ.

* * *

અશ્રુઓ મુંઝાવા લાગ્યાં. કોની પાંપણે એ ચડે કે જેનાથી એની યાદ કાયમ રહે? કોના પારણે એ ઝુલે કે જેનાથી જગતનો થાક ઉતરી જાય!

અને આ વખતે આંસુઓએ જન્મ લીધો. બચ્ચાંઓની આંખોમાં, નિર્દોષતાના પારણામાં એ પોઢ્યાં. નીખાલસ હૃદયના ફરમાન સાંભળવા એ તલસી રહ્યાં. હજારો ચશ્મોના ખુણા તપાસ્યા પછી તેઓને આરામ મળ્યો નહોતો તેઓને પોતાનું સાચું સ્થાન સમજાયું નહોતું. તે હવે સમજાયું બાલકોની પાંપણોમાં—

**આવાં જ "કીંમતી આંસુ"ની ભીખ માગવા ગોહર ઘર છોડે છે. અને આંસુઓની કદરદાની થાય છે.**

———

# ક્રીકેટ મેદાન પર

રણજીત.... .... .... .... .... .... .... ....ઓસ્ટ્રેલીઅનો

રણજીતનો સ્પેશીયલ સ્પોર્ટ ક્રીટીકઃ—"જે"

ક્રીકેટ સરકલમાં સનસનાટી મચી રહી છે. રણજીત ઇલેવને ઓસ્ટ્રેલીયનોને ટુડીઓના આલીશાન મેદાનપર તેઓની સામે રમવા નોતર્યા છે. આનો તાર ઓસ્ટ્રેલીયનો પર પહોંચી ગયો છે અને પહેલાં તો તેઓ રી જઇ હિંદ આવવાનું મોકુફ રાખવાના તા પણ સ્ટીમરની ટીકીટો બુક થઇ ગએલી હોવાથી અને હિંદુસ્થાનનો "તાજમહેલ" જોવાની તેઓની તમન્નાને લઇને તેઓએ ખેલવાની તારીખો નક્કીજ રાખી છે. એવી શર્ત કરવામાં આવી છે કે રણજીતને હાથે આ પરદેશીઓ હાર ખાશે તો રણજીત કૃતિઓમાં એક વરસ સુધી એકસ્ટ્રા તરીકે ઓ કામ કરવા તૈયાર થશે. અને આમ થાય તો "ક્રીકેટનો કોલ" યાને "જહન્નમનું ફીલ્ડીંગ" નામની ફીલ્મ ઉતારવામાં આવશે અને એનું ડીરેકશન વજનદાર દીક્ષીતના માથે મુકાશે. રણજીત ટીમના કેપ્ટન તરીકે જયન્ત દેસાઇને એકી અવાજે ચુંટવામાં આવ્યા છે. અને ખેલાડીઓનાં નામ પણ નીચે પ્રમાણેનાં છે.

**રાજા સેંડો.**

(બોલ પણ ફેંકશે, બેટ પણ ફેરવશે અને મારામારીનો મામલો ઉભો થાય તો ડીના પ્રયોગો પણ કરી બતાવશે.)

**ડીકી બાવા.**

(પરદેશીઓએ થોડા ચાન્સ પણ આપ્યા કે "હાઉસ ફેટ" ની ગર્જના કરશે અને એ બુલંદ અવાજથી સ્ટંપ્સની બેલ્સ ઉડી પડશે ઓ ઓફમાંજ ફીલ્ડીંગ કરશે.)

**અદી બીલીમોરીઆ.**

(પહેલા બેટસમેન તરીકે બ્હાર પડશે.)

**ઇશ્વરલાલ.**

(વીકેટની પાછળ ઉભા રહી "વીલન" નું કામ કરશે. હાથ ચાલાકીથી સ્ટંપ્સની ચકલીઓ ઉડાડવા પ્રયાસ કરશે.)

**ચાર્લી.**

(બેટસમેનની જોડી ગુંદરની જેમ ચોંટી હશે તેવે કટોકટીને સમયે રમુજ કરશે અને હસવામાંથી ખસવું થશે. એટલે કે બેટસમેન હસવામાં એની વીકેટનું બલિદાન આપશે. જો કોઇનો ફટકો બરોબર વાગ્યો તો ફીલ્ડીંગ કરતાં કરતાં ચાર્લી દડાની ઉંધી બાજુએ દોડવાની દરકાર રાખશે. ગજવામાં ચણા કુરમુરા પણ જમા રાખશે.)

**દીક્ષીત.**

(સ્લીપમાં ફીલ્ડીંગ કરશે. એમને જોતાંજ બેટસમેન ધરબાઇ જશે.)

**ઘોરી.**

(આખો વખત બોલીંગ પ્રત્યે વૈરાગ્ય સેવશે અને સ્કોરીંગબુકમાં મીંડું મુકાવતાં ડરશે નહિ.)

**રામ આપ્ટે.**

(ધરખમ ક્રીકેટનો ખ્યાલ આપશે. બીજાઓને રન આઉટ કરાવવાનું આળ પણ પોતાના માથા પર લઇ લેશે.)

**કેસરી.**

(લોંગલી ફીલ્ડીંગમાં ઉભા રહી સ્ટંટસ કરશે. જમ્પ લઇ "કેચ" કરશે અને તાળીઓનો ઇજારો રાખશે.)

**ભુપતરાય.**

(પાનની પીચકારીથી આખું મેદાન લોહી લુવાણુ કરી દેશે. ખેલાડીઓના પહેરવેશને શણગારવાનું કામ પણ એમના હસ્તક રહેશે.)

**ભાનુમતી.**

(પરદેશીઓનું ધ્યાન ખેંચશે. એમના હાથમાં ખાસ નાનું બેટ આપવામાં આવશે અને તે વખતે રબરનો બોલ રાખવામાં આવશે.)

આ ક્રીકેટમાં એક નવીન પધ્ધતિ દાખલ કરવામાં આવશે. કેપ્ટન જયન્ત દેસાઇ માત્ર ટેંટમાં બેસી આખી રમતનું ડીરેકશન કરશે. અને જો બેટસમેન એક પછી એક ખડવા લાગે તો કદાચ પોતાને પગે પેડઝ બાંધી દેશે.

રણજીત ખેલાડીઓની બેટીંગ સાઇડ, ફીલ્ડીંગ સાઇડ, બોલીંગ સાઇડ, લંચ વખતે ખાવાની સાઇડ, ઘણી મજબુત રહેશે એમ ક્રીકેટ વિવેચક સીવેલને પણ કબુલ કરવું પડ્યું છે. એમ સંભળાય છે કે મેચ પૂર્ણ થયા પછી ઓસ્ટ્રેલીયનો "**નૂરેવતન**" જેવા વેસ્ટ એન્ડ પર જશે. અત્યારે તો રણજીત ટીમની પ્રેકટીસ જોરશોરમાં ચાલી રહી છે.

ઘણું જીવો રણજીત ઇલેવન !

રણજીત ઇલેવનની પ્રેકટીસ જોવીજ હોય તો આવતો અંક જુઓ.

# સાસુ નણંદનો ઇન્ટરવ્યુ

એક ઘરના દરવાજા પર ટકોરા પડયા. ટકોરા દેનાર વ્યક્તિ છાપાંના જગતમાં જીવનારી હતી. છાપાં અને એનાં હેડીંગ એજ એના જીવનનો આનંદ. ઇન્ટરવ્યુ લેવા એને જો યમરાજ પાસે મોકલાવવામાં આવે તોયે હસ્તે મ્હોંરે એ કામ બજાવવાની હોંશ દેખાડે એવો એ આદમી. ભગવાનના દરબારમાં પણ એક દૈનિકની ખાસ જરૂર છે એટલી બાતમી એ સ્વર્ગે ગયો હોય તો જરૂર લઇ આવે. અને આજ આદમીએ ગૌહરની નવી કૃતિ "કીંમતી આંસુ"ની સ્ટોરી ગયા બુલેટીનમાં વાંચી. એ પરથી તરતજ એણે નવા નોખા ઇન્ટરવ્યુ લેવાની ઇચ્છા જગાવી અને આ ઘરના દરવાજા એણે જોયા. નણંદ, સાસુ, એ બે જણની મુલાકાત લઇ એને હિંદુઓના ગૃહજીવન વિષેનો આર્ટીકલ ચિતરી મારવો હતો. એને ઘરમાં દાખલ કરવામાં આવ્યો. અને તરત જ એમણે ઘરની એ નણંદનો ઇંટરવ્યુ શરૂ કર્યો.

"તમે તમારી ભાભી પર દુઃખના ટોપલા મુકો છો એ સાચી વાત છે?" નણંદે જવાબ આપ્યો.

"વહુજી જ જાણી જોઇને અમારાં આપેલાં સુખોને દુઃખ તરીકે ઓળખે છે." પેલાએ જારી રાખ્યું-જરા ખોંખારો ખાઇ.

"તમારા પતિદેવ તમને કેમ મુકિતનાં ગાન જ સંભળાવ્યા કરે છે? વારૂ, તમે તમારા પીયરમાં જ રહેવાનું કેમ પસંદ કરો છો?" એને જવાબ મળ્યો.

"અમે તો પંખીઓ છીએ. આજે આંહી અને કાલે ત્યાં—"

"ત્યારે તો તમારા ઇન્ટરવ્યુ પર "ભમતાં પંખી" એટલું લખું તો તમને, વાંધો નથી ને?" પણ આ સવાલનો જવાબ મળે એ પહેલાં સાસુજી ધસી આવ્યાં.

"આ છાપાંએ જ છોકરીઓને નવાબજાદીઓ બનાવી દીધી છે. ચૂલો તો ફૂંકતાં વહુને આવડતો નથી અને ચોપડીઓ વાંચવા માટે તો મરી પડે! મારા વિચારો લખીને જાહેર કરો દુનીઆની વહુઓ આમ ચપટીમાં ઘરનું કામ ચલાવે. પણ જો તમે અમારી વિરૂદ્ધ લખ્યું છે ને તો..." આ વાકય પુરૂં થાય તે પહેલાં છાપાંરાજના પગ પાછા હઠયા. સાસુ તંદુરસ્ત હતાં. એમના હાથમાં રસોડાનું કોઇએક શસ્ત્ર હતું.

"સ્ત્રી શકિતનો પરચો" એ હેડીંગ એને યાદ આવ્યું પણ એ વાત એટલેથી જ અટકી એટલું સારૂં થયું. ઇન્ટરવ્યુ લેનાર સીધા ઘેર પહોંચી ગયા.

અને જ્યારે એમની આંખ ઉઘડી ત્યારે કંપોઝીટર મેટર માટે બૂમ મારી રહ્યો હતો.

"લાવોને કાંઇક.—"

એણે જવાબ આપી દીધો.

"અરે! સ્વપ્નમાં મેં "કીંમતી આંસુ"નું પરિણામ જોયું. બરોબર ચશ્મા પહેરીને-બેઠેલે જ મને મારૂં સ્વપ્ન બરોબર દેખાયું, એજ આંહી લખી નાખું છું."

---

# મને બધી ભૂમકાઓ ગમે છે

## —ઃકુમારી ગોહરની મુલાકાતઃ—

[ "મહીલા" અંકમાંથી ]

સવારના નવ વાગ્યામાં હું મિસ ગોહરના ઘરમાં પગ મૂકું-ન મૂકું ત્યાં દરવાજા આગળ બાંધેલા બે કુતરા ભસવા માંડ્યા.

મને જોતાંજ ગોહરની માતુશ્રીએ "બેબી" કહી બૂમ પાડી. તરત ગોહર અંદરના ખડમાંથી બહાર આવ્યાં. ખરેખર માતાના મનમાં બાળક ગમે તેટલું મોટું થયું હોય તો પણ બાળકજ રહે છે.

એમના ગાયનના શિક્ષક મી. વિષ્ણુપંત જતાં અમે વાતે વળગ્યાં.

"આજ સુધીની તમારી ભૂમિકાઓમાંની કઇ ભૂમિકા તમને બહુ ગમે છે?" મેં પૂછ્યું.

"મને બધી ભમિકા ગમે છે-ને તેથીજ હું એ ભજવી જવા તૈયાર થાઉં છું. અત્યાર લગીની ભૂમિકાઓમાંની અમૂક એક વિશેષ ગમે છે એવું કંઇ નથી કારણ બધીજ ભૂમિકાઓ પ્રત્યે મને એક પ્રકારનું વ્હાલ ઉપજે છે—એમાંય કરૂણરસની ભમિકા પ્રત્યે મને ખાસ આકર્ષણ છે પરંતુ તેથી એમ નથી કે બીજી ભમિકાઓ મને ગમતી નથી."

"પણ કયા રસની ભુમિકામાં આપ કુદરતી રીતે રંગાઇ જાવ છો?"

"ખરી રીતે તો બધીયે ભૂમકામાં હું રંગાઇ જાઉં છું. કોઇ પણ નટ યા નટી ભુમિકામય ન બને તો એ ભુમિકાને અચ્છો ન્યાય ન આપી શકે. કરૂણ રસ મને પસંદ છે, એટલે હું એવી ભૂમિકાને ઓર બહારથી દીપાવી દઉં છું એવું પણ કંઇ નથી."

એ વાત પડતી મુકી મેં સ્ટુડિયોના



જીવનક્રમની વાત ઉપાડી. એ સાંભળતાં જ તેઓ જરીક હસ્યાં અને પછી બોલ્યાં: "તમને સંતોષ આપે એવો જવાબ મારી પાસે નથી કારણ હું માલિક છું ને જોઇએ તે સગવડ કરી શકું છું. સ્ટુડિયો અને ઘર વચ્ચે મને કશો ફરક પણ લાગતો નથી—બીજા સ્ટુડિયોની પગારદાર નટીઓ વિષે હું કંઇ કહી શકતી નથી; પરન્તુ અમારે ત્યાં જે પગારદાર નટીઓ છે તેમનો જીવનક્રમ ત્રાસ વગરનો છે, એ હું ચોકકસ કહી શકું છું.

તમારા પ્રશ્ન પાછળ તમારો એવો પણ હેતુ હશે-કે સ્ટુડિયોમાં નટનટી સાથે કોઇ બેઅદબીથી વર્તતું હોય?......કદાચ એ હેતુથી તમે સ્ટુડિયોના જીવન વિષે પૂછ્યું હશે, પરન્તુ મને કહેવા દો કે એ પ્રકારની ફરિયાદ હજી સુધી અમારે ત્યાં આવી નથી.

"સ્ટુડીઓનું જીવન નટીને માટે ખરાબ છે, એ માનવું સદંતર ખોટું છે; એમ તો ભર્યા રસ્તામાં, સ્કૂલોમાં, કૉલેજોમાં, પુરૂષોની નિર્લજ્જતા કયાં નથી દેખાતી? આવા બદમાશ લોકોના બેછુટ વર્તનથી ત્રાસ થાય છે, તેથી શું સ્ત્રીઓએ ચોપાટી, મલબારહીલ કે પાલવે ફરવા નજ જવું? સ્કૂલો કોલેજોનો બૉયકોટ કરવો?......હું તો એટલે સુધી કહું છું, ટ્રેનના ડબ્બામાં સ્ત્રીઓને પુરૂષોની જેટલી બ્હીક હોય છે, તેથી અડધી પણ બ્હીક સ્ટુડીયોનું જીવન જીવતી નટીઓને નથી હોતી—મારો તો એ પ્રામાણિક મત છે પછી તમે—અને બીજા બધાં ભલે ગમે તે માનો."

"અને તમને કહું? એક ખરાબ અનુભવ મને બહુ સાલે છે. સ્ટુડિયોમાં સુશિક્ષીત નટો કરતાં અશિક્ષીત નટો સારૂં—મન લગાડી કામ કરે છે, વધુ મહેનત લે છે."

એ પછી મેં પૂછ્યું:—"તરૂણ કુમારિકાઓ સીનેમા લાઇનમાં ઝંપલાવે, એમ તમે ઇચ્છો છો?—તેથી સિનેમા લાઇનને ફાયદો થશે કે નુકશાન?—તમે શું માનો છો?"

ફરી તેઓ હસીને બોલ્યાં: "જુવાન છોકરીઓ સીનેમામાં પ્રવેશે એમ હું તો ઇચ્છું છું, પરન્તુ એ છોકરીઓએ આસપાસના વાતાવરણનો પુરતો ખ્યાલ કરવો જોઇએ. તેને પોતાનામાં આત્મવિશ્વાસ રાખવો જોઇએ અને તેના ઘરના માણસોનો એના પર વિશ્વાસ હોય તો એ સાહસિક કુમારીકાઓ બીજાં લોકોનાં જુઠાં બાણથી જરાય ગભરાવું નહિં જોઇએ.

"મને તો અજાયબી થાય છે કે માણસો પૈસા ખર્ચી નાટક સિનેમા જોવા જાય છે. અને જે નટીએ તેમનું દિલ ખુબ બહલાવી દીધું હોય છે તેનીજ બદનામી કરવા તેઓ તૈયાર થઇ જાય છે. સીનેમા—નાટક કંપનીઓ ખરાબ છે, એમને? તો પછી શા માટે તેઓ તેને આશ્રય આપે છે?—એમ પ્રેક્ષકોનેજ પૂછવું જોઇએ. સિનેમામાં જવાથી નટ—નટી અનીતિમાન બને છે, તો એ સિનેમા—નાટક કંપનીઓને આશ્રય આપનારા પ્રેક્ષકોને અનીતિમાન કેમ ન કહી શકાય?"

"અનીતિના માર્ગે જવા જેટલાં તરૂણ—તરૂણીના મન ઢીલા હોય તો ઘરમાંજ અનીતિની છોળો ઉડે!"

"સ્ટુડીયોજ કંઇ અનીતિનું પીયર નથી—અનીતિ શીખવતી સંસ્થા નથી.

"ટૉકીમાં કલા અને બીઝનેસ વિષે તમે શું માનો છો?"

"કલા વિષે હાલમાં ઠીક—ઠીક ભૂમરાણ થઇ રહી છે. "કલા—કલા" કહી કિલકીલાટ કરનારાઓએ તો હિમાલયમાં જઇ બેસવું જોઇએ. કંઇક ન સમજાય એવું કરવું એને કલા ન કહેવાય. કલાના ઓઠા હેઠળ કંઇ પણ ન ઘુસાડી શકાય. હું તો માનું છું કે કલાથી બીઝનેસ પર કંઇ પણ પરિણામ જણાઇ આવે—કંઇક અસર થઇ આવે તોજ એને કલા કહી શકાય. કોઇપણ વસ્તુમાં પ્રેક્ષકોને આકર્ષી શકે એવું મુર્તિમંત સૌંદર્ય આણી શકાય તોજ એને કલા કહી શકાય પરંતુ હાલમાં કલાની વ્યાખ્યાજ બદલાયલી માલુમ પડે છે—જે લોકોને ન સમજાય, ન આકર્ષણ કરી શકે એને કલા માનવામાં આવે છે; પણ હું એમ નથી માનતી. બીઝનેસ પર કલા પરિણામ ન આણી શકે તો એ કલાને ગરદન મારવી જોઇએ."

"પ્રોબ્લેમ પિકચરો ઉતારવાં સારાં કે, સ્ટંટ ચિત્રપટો ઉતારવાં સારાં? કે પ્રચારાત્મક ચિત્રપટોમાંય સ્ટંટ હોવા જોઇએ?"

"તમે ખુબીથી પ્રશ્ન પૂછ્યો છે. પ્રોબ્લેમ પિકચર્સ તો આપણા પ્રેક્ષકોને સદંતર

ના-પસંદ પડશે-એવાં ચિત્રપટો ચાલે તો અમારી ચાર આનાવાળી જગ્યા એ ચિત્ર ચાલે ત્યાંસુધી ખાલીજ રહે. એટલે પ્રચાર અને સ્ટંટનું મિકસચરજ અમારે પ્રેક્ષકોની સ્હામે ધરવું પડે છે."

"એ દૃષ્ટિ રાખીનેજ "દેશ દાસી" ઉતાર્યું છે?"

"હા, કળા અને પ્રચારનો એમાં સુંદર મેળ સધાયો છે. બધી જાતના પ્રેક્ષકોને ગમે એવું એ ચિત્રપટ છે."

"હિન્દી તરૂણીને માટે તમે શુ સંદેશો મોકલાવો?"

"મેં તમને આનો જવાબ આગળ પરજ આપી દીધો છે—ટીકા સહન કરવા જેટલું મનોબળ-હોય તેણેજ સિનેમા લાઇનમાં આવવું."



"કીંમતી આંસુ"નું એક દૃશ્ય

# DELHI SPEAKS

A telegram from Delhi, dated 19-10-35, reads as follows:

> Noor-E-Watan released yesterday Royal great public enthusiasm prevailed throughout three shows keenly appreciated heartiest congratulations on splendid achievement.

Tipnis.

# NOOR-E-WATAN

as reviewed by THE MOVIES, DELHI 20th OCT. 1935.

This is perhaps Ranjit's strongest box-office picture after "Toofan Mail". Once again Ranjit has shown that if it can produce great social pictures like "Barrister's Wife," it can also produce pictures which have got the greatest drawing force.

The story is unusually gripping and full of suspense and thrills. The spectator's heart remains constantly pounding with eagerness to know what is coming next moment. The interest is never allowed to fag in this fast moving spectacle of action, romance and villainous intrigue. High suspense is everywhere counterbalanced by humour at the most psychological moments and three hours in the cinema slip off too soon.

The story is about a villainous Prime Minister and a Commander who confederate, dethrone the Raja of the State on the pretext of insanity, put his half-mad son on the gaddi and establish reign of tyranny, terror and injustice. A dashing youth bears much high-handedness and joins those who were secretly trying to bring the dethroned Maharaja. He begins loving the daughter of minister There creeps in misunderstandings between the lovers from time to time. In the end the villains are defeated, misunderstanding removed. Maharaja re-throned and the lovers united.

E. Billimoria successfully plays the double role of the foolish prince as well as his real character as a dashing young Jagirdar.

Madhuri plays twin roles, one her real one and the other in disguise, known as "Burkhawali".

In acting E. Billimoria has done full justice to both the parts played by him. He is a perfect he-man lover. Madhuri is the loving gal, ready to die for her lover. Her work is charming and up to the standard. Keki is satisfactory as the villainous prime minister. Ishwarlal in this picture plays a better part then in any previous one. Charlie, Khatoon, and Dixit provide a very good comic trio.

* * * * * * * *

It is hundred per cent entertainment.

GAJANAND SHARMA.

# Mr. Chandulal Shah Talks

Though I had the honour of knowing Mr. Chandulal Shah, Proprietor of Shree Ranjit Film Co., even before I started the *Movies*, yet it was during my last visit to Bombay that I had the full opportunity of studying this wonderful man, who is the most successful Film Producer in India. As a matter of fact, it is Shree Ranjit Film Co., which has produced the largest number of successful and useful pictures.

Mr. Shah is an unostentatious, kind hearted, very simple dressed man with a good cheer and kind word for whoever comes into contact with him. Though looking a simple Gujrati Baniya, he is an intellectual giant. Simple living and high thinking is the motto, he has adopted for his life. He is a practical thinker and shrewd businessman. Jealous businessmen and hot-headed critics blame him for making Art subservient to business. But they forget the entertainment he provides to millions of Cinema-goers and the new light he has thrown on large number of our social problems.

It is indeed a great pleasure to chat with him on his off day in his small, neat and cosy room adjoining the Ranjit Studio sipping a cup of tea, you have a time of your life on discussing Film topics with him. He is candid in his opinions, without any crooked reserve.

In reply to a question, Mr. Shah told me that he liked best to direct Social subjects, because " there is life and soul in them ". Social subjects, provided they are ably tackled are more appealing because in them there is a reflection of what is daily happening in hundreds of homes. Being so near to their own psychology, people can be impressed by them more quickly than by other subjects. In mythological and old subjects, the director's and writer's scope is necessarily limited. There may be grandeur and dazzle in old subjects, but they have not got that civilizing influence, cultural value and educational worth, as the stories depicting modern life.

Mr. Chandulal Shah stated that he always preferred to direct pictures on stories written by himself. In ninety per cent of pictures directed by him the stories are his own.

When I asked him on what depended the success of a picture he said that the requisities of a successful production are (1) Value of Entertainment, (2) Strength of Story, (3) Star Value, (4) Good Direction. "The Director is the light behind the stars" said Mr. Shah.

When I told him that the Cinema Critics in India constantly complain that Ranjit always sacrifices Art to Box-Office strength, he smiled and replied—Art is a very vague term. Its implications are wide aud ambiguous. It is unwise of the critics to cry Art, Art, Art always. Is Art and object for the eyes? "Art is necessary

But it is not the only thing to make pictures worthwhile. Art just is like ornament to a beautiful woman. But a woman can look beautiful without ornaments even, if she has real beauty."

If a story is powerful, art enhances its appeal, but if there is no strength in the story, any amount of Art will be useless to give it strength to impress the audience. Big settings and spectacular grandeur may give a moment's pleasure to the eye, but their presence is not inevitably required from the point of view of emotional effect, the main purpose of a story. Simply big settings do not mean Art. One of the best forms of Art is the forceful presentation of strong themes with penetrating realism.

Mr. Shah gave out that it is no good producing so-called social pictures which have fanciful themes and no touch of realism. In many Indian Social pictures things are shown to happen which generally are not seen in our life. On the other hand it has been constant and concious endeavour of Ranjit to present modern Indian life in such a manner that spectators may feel that they are looking at reality and not on the screen of a cinema.

When I asked him why the new producers do not achieve success, he replied, "They try to follow and imitate the methods of old established successful producers. But they are mistaken if they think that they can gain success this way. Imitation and repetition can never be stepping stones to success".

Mr. Shah has a profound respect for womanhood in general. According to him woman is the most important factor in man's life. And there can be no doubt about this fact.

Mr. Shah told me that he will direct pictures only so long as Gohar is a star of Indian Film World. It is she only for whom it is so easy to understand and interpret the complex roles he creates for her...He paid sincere and glowing tribute to the great ability, understanding, perseverance in work and genius of Miss Gohar.. She fully and minutely understood the psychological imports of parts she has been called upon to play and therefore her representation of characters is so vivid and life-like.

My final question was—"What is your opinion about the future of the Industry?"

He replied: "Yes, the future is very bright. But it is so for those persons who have got experience and sound finance, and not *Money only*, Many new concerns come in the field with nothing but money. They collect random players or beguile away stars from established concerns at enormous expenses. Story selected is generally weak, direction inefficient and technique bad. There is thus great expense and poor hope of returns."

(I had this talk with Mr. Shah about more than two months ago and at that time I had promised Mr. Shah to show him the written account. But being very busy, I could not put it in black and white till now. I have hurriedly written it now and send it for publication, with apologies to Mr. Shah.)— GAJANAND SHARMA.

# સ્ટુડીઓની દિવાલ અંદર



"રાજ રમણી"નું મુહુર્ત કર્યા પછી મી. ચતુર્ભુજ દોશી ડાયરેક્ટર જયન્તને મીઠું મ્હોઢું કરાવે છે.



ચાલાક ચોર જ્યારે નૃત્યનો નુપુરઝંકાર સાંભળે છે ત્યારે.




નૂરે વતનનું નૃત્ય લેતી વખતે ડીરેકટરના મગજમાં ગરમી ચડી ગઇ. કેમેરામેન મી. ગોગટે ડાયરેકટર મહાશયના મગજ ઉપર બરફની કોથળી રાખે છે જ્યારે નાડની ગતિ મી. ધારો તપાસતાં આશ્ચર્ય અનુભવે છે.




કોણ જાણે પણ લાડકા ડીરેકટર ઉપર સૌનો પ્રેમ ઉભરાઇ પડયો છે ખુદા ખેર કરે!

## GOHAR and E. BILLIMORIA
## in "Soldier's Sweetheart".



પીસ્તોલની ગોળીએ ગોહર સજની મટી પુરૂષનો પહેરવેશ પહેરે છે. ઇ. બીલીમોરીયાની સામે નવીજ આકૃતિ જીવતી થાય છે.

## ગોહર અને ઇ. બીલીમોરીયા.

"સિપાહીની સજની"માં

ચંદુલાલ શાહ પ્રોડક્શન

# હિંદની નજરે—
# રણજીત

(દીલ્હીથી પ્રગટ થતા મુવીઝના ૧૯૩૫ ના વાર્ષિક અંકમાં રણજીત કૃત્તિઓની જે હિંદભરમાં અસર છે તેને વિષે માહીતી આપતું લખાણ અંગ્રેજીમાં છાપવામાં આવ્યું છે. રણજીત વિષેના આ બ્હારના અભિપ્રાયો પુરવાર કરી આપે છે કે રણજીતનું સ્થાન અત્યાર સુધી અજોડ રહ્યું છે અને અજોડ રહેશે. આંહીઆં મુવીઝના લખાણનું ભાષાંતર કરવામા આવ્યું છે.)

રણજીત મુવીટોનનાં પહેલાં અજવાળાં પડયાં ત્યારથી શ્રી. ચંદુલાલ શાહ અને કુમારી ગોહર કંપનીના ભાગીદાર બની એનું સુકાન સમાલી રહેલ છે. રણજીત કૃત્તિઓએ પહેલેથીજ ઓડીયન્સને પકડમાં લીધું છે કારણ કે એ કૃત્તિઓની અંદર જે જાતનું બળ છે એની અસર જબ્બર છે. આને લીધે રણજીતે પહેલેથી કીર્ત્તિનો વાવટો સીનેમા આસમાનમાં ફરકાવ્યો છે. સાયલંટના જમાનામાં વીસથી વધારે પીકચરો કાઢવાનું માન આ કંપનીએ મેળવ્યું છે, અને બોલપટોની સંખ્યામાં આ કંપની સરસ વૃદ્ધિ કરે જાય છે, પણ માત્ર સંખ્યાની દ્રષ્ટિએજ આ વૃધ્ધિ થતી નથી. રણજીતની એક યે એક ટોકીએ પ્રેક્ષકોના દીલોનું જે સર્ટીફીકેટ મેળવ્યું છે એ હકીકતથી કોને આનંદ ન થાય? સાયલંટની માફક રણજીતની ટોકીએ પણ બધે જ ફત્તેહના ડંકા બજાવ્યા છે. એ અવાજ આખા હિંદુસ્થાનથી અજાણ્યો નથી.

રણજીત કંપનીએ ૧૯૩૪-૩૫ માં "કાશ્મીરા," "વીર બભ્રુવાહન," "તારા સુંદરી," "ગુણસુંદરી," "તુફાન મેઇલ," "નાદીરા," "સીતમગર," "રાતની રાણી," "તુફાની તરૂણી," "બેરીસ્ટરની બૈરી," "કોલેજ કન્યા," "દેશદાસી," "નૂરેવતન," અને "ચાલાક ચોર," તૈયાર કર્યાં છે. આજકાલ શ્રી. ચંદુલાલ શાહ "કીંમતી આંસુ" ડાયરેકટ કરી રહ્યા છે જેમાં કુમારી ગોહર મુખ્ય કામ કરે છે.

આજે જનતાની જીભ ઉપર રણજીતનું નામ ચડી ગયું છે કારણ કે રણજીત જનતાની નાડ બરોબર પારખી શકે છે, હિંદુસ્થાનમાં તો આ એકજ કંપની એવી છે કે જેણે પહેલેથી સામાજીક પ્રશ્નો છેડયા છે. સમાજચિત્રને પરદા પર ચિતરવાનું રણજીતને ખાસ પસંદ છે. દિવાલની અંદરના કીસ્સાઓ પર પ્રકાશ પાડવાની તમન્ના રણજીતના હૃદયમાં રમેલી રહે છે. એની વાર્તાની વાડીમાં સહુ કોઇ સહેલાઇથી દાખલ થઇ શકે છે, એમાંની રમુજ સહુ કોઇને સ્પર્શ કરે તેવી સરળ અને કુદરતી હોય છે. એમાં ગાયનો રસ્તે જતા લોકોના કંઠમાં વસી જાય તેવાં હોય છે. ઉત્તર હિંદની શેરીઓમાં રણજીત કૃતિઓમાં ગાયનોના સૂરો જાગતા સંભળાય છે. ટુંકામાં રણજીતની કૃતિઓ એટલે થાકેલાં મનને રીઝવનારી ફીલમો—સીનેમા જગતમાં બોકસ ઓફીસની દૃષ્ટિએ જો કોઇએ રેકર્ડ તોડયો હોય તો એ "તુફાન મેઇલ" છે

એકજ કંપનીમાં એક સાથના કાબેલ સ્ટારોનો જુમલો જોવો હોય તો રણજીત પરજ નજર નાખવી પડે છે. સૌથી પહેલાં તો ગોહર દેખાય છે. આખા હિંદુસ્થાનમાં ગોહરે જે સ્થાન મેળવ્યું છે એ અજોડ છે. ત્યારે માધુરી પણ અનેક હૃદયો પર સરમુખત્યારી ભોગવે છે. ઇ. બીલીમોરીઆ પણ સીનેમા જગતમાં પોતાની જગ્યા આબાદ સાચવી રહ્યા છે. ત્યારે રાજા સેન્ડો પણ એકટર—ડીરેકટર બની પોતાનું સ્થાન નકકી રાખી શકયા છે.

આ સિવાયના ફીચર્ડ પ્લેયર્સ પણ જાણીતા છે:—કેકી બાવા, ઘોરી, દીક્ષીત, ચાર્લી, ઇશ્વરલાલ, ખાતુન, શાન્તા. રામઆપ્ટે અને ચાર્લીએ લોકોનું ખાસ ધ્યાન ખેંચ્યું છે. રણજીતનું નામ એકઝીબીટર્સને સૌથી પ્યારૂં લાગે છે. એની કૃત્તિઓને ચપોચપ રીલીઝની તારીખો મળી જાય છે. આ પીકચરોને ફરીવાર ચલાવવામાં આવે છે ત્યારે પણ કેટલીક કંપનીઓનાં ફર્સ્ટ રન કરતાં એની વધુ માવજત કરવામાં આવે છે.

રણજીતના સ્ટુડીઓમાં ત્રણ યુનીટો એક સાથે કામ કરી શકે તેટલી આલીશાન સગવડ છે. શ્રી. ચંદુલાલ શાહ પહેલા યુનીટની સરદારી ભોગવે છે અને એમાં મુખ્ય કામ ગોહરને આપવામાં આવે છે. બીજા યુનીટને સમાલે છે ડાયરેકટર જયન્ત દેસાઇ, અને મધુરી આંહી મુખ્ય ભુમિકા ભજવે છે, ત્યારે ત્રીજા યુનીટનું કામ રાજા સેન્ડોના હાથે થાય છે. રણજીતની વાર્તાને બળ આપવામાં તથા એમાં "પંચીઝ" ભેળવવા માટે ત્રણ વ્યકિતઓ જવાબદાર છે. શ્રી. ચંદુલાલ શાહ, મી૦ જયન્ત દેસાઇ અને શ્રી. ચતુર્ભુજ આણંદજી દોશી—મી૦ દોશી કુનેહવાળા સાહિત્યકાર છે. રણજીતના વેસ્ટએન્ડ સીનેમાના પબ્લીસીટી મેનેજર પણ મી૦ દોશીજ છે. ત્યારે પંડીત બેતાબજી પણ સ્ટોરીમાંના વાર્તાલાપ હિંદીમાં રચે છે.

પીકચર્સનું ડીસ્ટ્રીબ્યુશન અને એની પબ્લીસીટીનું કામકાજ શ્રી ચંદુલાલ શાહના ભ્રાતા શ્રી. દયારામ શાહની દેખરેખ હેઠળ થાય છે.




"નૂરે વતન"નું એક દ્રશ્ય.

# "નૂરેવતન" દીલ્હીમાં ડંકો બજાવે છે-

**તા. ૨૦ મી ના મુવીઝે "નૂરેવતન"નું 'અવલોકન પ્રગટ કર્યું છે તે આંહી ઉતારીએ છીએ દીલ્હીના આ જાણીતા અઠવાડીકના તંત્રી ગજાનન શર્મા એમ. એ. ની કલમથી એ લખાએલું છે.**

## બ્હાર ગામના છાપાં શું કહે છે ?

"તુફાન મેઇલ" પછીનું રણજીતનું આ જબ્બર બોકસ ઓફીસ પીકચર છે. રણજીતે બતાવી આપ્યું છે કે રણજીત "બેરીસ્ટરની બૈરી" જેવી સામાજીક વસ્તુ પણ તૈયાર કરી શકે છે અને સાથે સાથે આવાં બોકસ ઓફીસ આકર્ષણો પણ ઉત્પન્ન કરી શકે છે.

આ ફીલ્મની વાર્તા પ્રેક્ષકોને પકડી રાખે તેવી છે. એમાં મોહક ટ્રેજારી અને ઉત્સુકતાનું વાતાવરણ અચ્છી રીતે બીછાવવામાં આવ્યું છે. જોનારાઓને એક એક પ્રસંગ પછી એવી લાગણી ઉભી થાય છે કે હવે શું આવશે? દ્રશ્યોમાં જે સળવળાટ છે, જે એકશન છે,



જે ગીત છે એને લીધે જોનારાઓનો રસ એક ક્ષણ પણ તટતો નથી. વાર્તાની ઉત્સુકતાને રમુજના ફીરણોથી એક પ્રકારનો વિસામો મળે છે. વસ્તુની ગુંથણી આવા નવાનોખા પ્રસંગોને લીધે મોહક બની ગઇ છે. રોમાન્સ અને ખટપટના પ્રસંગો પણ એવા હાથ મીલાવીને સફર કરે છે કે રસભંગ થતો નથી. એટલું જ નહિ પણ પ્રેક્ષકોના દિલમાં નવીન રંગત ચિતરાતી જ જાય છે. આને લીધે ત્રણ કલાક ક્યાં પસાર થઇ ગયા એનું ભાન રહેતું નથી.

વાર્તામાં પ્રધાન અને કમાંડર એક બીજા સાથે મળી ગાદી ભોગવતા રાજાને પાગલ ઠરાવી કેમ ગાદીપરથી હટાવી મૂકે છે અને એની જગ્યાએ બેવકુફ કુમારને બેસાડી ઝુલ્મની ઝડીઓ કેવી વરસાવે છે એનો ચિતાર આપવામાં આવ્યો છે. અન્યાયના કોરડા પછાડવામાં આ બન્ને જણા પાછા પડતા નથી. એ સારી રીતે યોજવામાં આવ્યું છે.

આ અન્યાયનો ઘા એક યુવાન પર પડે છે. એની આંખ ઉઘડી જાય છે. અને પ્રધાનનાં કાવત્રાં ખુલ્લાં પાડવાની ટોળીમાં એ જુવાન ભળે છે. આ ટોળી અસલ રાજાને ફરી ગાદીપર લાવવા જીંદગીના ઘા કરે જાય છે. આમ કરતાં આ યુવાન પ્રધાનની પુત્રીના પ્રેમમાં પડે છે, અને તેઓના પ્રેમની વચ્ચે જબ્બર ગેરસમજુતિઓ ઉભી થાય છે. અંતમાં પ્રધાન અને કમાંડરની બાજી ઉઘાડી પડે છે. તેઓને ઇશ્વરી ન્યાય મળે છે. યુવાન અને યુવતિ વચ્ચેની ગેરસમજુતીઓ હટી જાય છે. બન્ને પ્રણયના ઝુલા પર હીંચકે છે અને ફરી રાજા ગાદી પર બેસે છે.

ઇ. બીલીમોરીઆ આ ફીલમમાં ડબલ રોલની ભૂમિકાઓ ભજવે છે. જાગીરદાર તરીકે અને બેવકુફ કુમાર તરીકે એ સફળ કામ કરી જાય છે.



ત્યારે મધુરી પણ બે પ્રકારનાં રોલ ભજવે છે. એક કુમારીનું અને બીજુ બુરખાવાલીનું.

બીલીમોરીઆએ પોતાને મળેલા કામને બરોબર ઇન્સાફ આપ્યો છે. આશક તરીકે એનો અભિનય કમાલ છે.

મધુરી મોહક કામ કરી ગઇ છે, અને અભિનયનું સરસ ધોરણ સાચવ્યું છે.

ત્યારે પ્રધાન તરીકે કેકી બાવાએ ખુબ સંતોષકારક ભૂમિકા ભજવી છે.

અત્યાર સુધીનાં તમામ પીક્ચરો કરતાં ઇશ્વરલાલ આંહી આબાદ ચમકયા છે. ચાર્લી, ખાતૂન અને દીક્ષીત રમુજ પીરસવામાં અચ્છો ભાગ ભજવે છે.

આ ફીલ્મ સોએ સો ટકા એંટરટેઇનમેન્ટ વાળી છે.

---

"નૂરેવતન"માં
મધુરી-ઇ. બીલીમોરીયા.

# Scenes from "BLACK BANDIT"



**ચાલાક ચોર—** (રાજા સેન્ડો) અને મામા સાહે-બની (ઇશ્વરલાલ) ઝપાઝપી પુરી થાય ત્યાં તો હાથ માં બંદુક અને આંખમાં મસ્તી લઇને સોનલ (ખાતૂન) હાજર થાય છે અને રાજકન્યા (પદ્મા દેવી) તે સઘળું અનિમેષ નયને નિહાળી રહેલ છે.

Raja Sandow
Padmadevi
Ishwarlal
&
Khatoon.



*A Raja Sandow Production.*

Registered No. B. 3386






Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar).
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.